ॐ

तत्सत् परमात्मने नमः

એક્ષલસીયર ઓપેરા હાઉસ.

ધીકાંટા માસ્તર થીએટર–અમદાવાદ.

# ગુર્જર-વીર.

નાટકનો ટુંકસાર. તથા ગાયનો



રચાવી છપાવી. પ્રસિદ્ધ કરનાર.

માલેકો:-એક્ષલસીયર ઓપેરા હાઉસ.



સંવત ૧૯૮૨ ] [ ઈ૦ સ૦ ૧૯૨૬.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦



કિંમત રૂ. ૦-૩-૦



# " ગુર્જર—વીર."

## નાટકનો સાર.

### મંગળાચરણ.

બાળાઓ—વસ્તુસુચન.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો સ્થળ છાવણી**—રાજા જેહુલદેવ પોતાના અમીરો સાથે નાચરંગની ખુશાલીમાં બેઠો છે. ત્યાં ગભરાએલો સૂર્યસિંહ આવે છે. પોતાની પત્નિને સામંતસિંહે મારી નાંખ્યાના ખબર આપી જેહુલદેવની મદદ માટે માગણી કરે છે. ગુર્જરનરેશ, સામંતસિંહ જે ઉજ્જન તરફ પાછો ફરે છે, તેની પાસે દાણની માગણી કરી તેને અટકાવી વેરનો બદલો લેવાના નિશ્ચયપર બન્ને મિત્રો આવે છે-વેરના અગ્નિથી ધૂંધવાએલ સૂર્યસિંહ, સામંતસિંહ કે જે આ હદમાંથી પસાર થનારછે. અને જેની પાસેથી ખેરાળુનો રાજા જેહુલદેવ દાણ લેનાર છે તે વીચારમાં દાખલ થાય છે. પાછળથી જેહુલદેવ આવે છે. સામંતસિંહ રાણી સાથે આવી પહોંચવાના ખબર દુતદ્વારા મળે છે, સામંતસિંહ દાખલ થતાં જેહુલદેવના સિપાઇઓ સામા થાય છે જેથી ઝપાઝપી થાય છે. પરિણામમાં સામંતસિંહ ગિરફતાર, બંદીવાન થએલ સામંતસિંહ તથા તેની રાણી " આ વખતે અમારો ભાણેજ મુળરાજ હોય તો અમારી આ દશા ન થાય " આમ યાદ કરી અફસોસ કરે છે. અચાનક શીકારે નીકળેલો ગુર્જરવીર મુળરાજ આવી ચડે છે. મામા તથા મામીને છોડાવે છે. જેહુલદેવ તથા સૂર્યસિંહને બંદીવાન કરે છે ટેબલો.

**પ્રવેશ ૨ જો બરડા પર્વતની તળેટી.**

હરણની પાછળ પડેલો સૌરાષ્ટ્રનો રાજા ગૃહરીપુ જ્યાં માધવીએ હરણનાં બચ્ચાંને બચાવી લીધું છે. ત્યાં આવી પહોંચે છે. માધવી જે પુરૂષ વેશમાં છે તેની પાસેથી હરણ પાછું માગે છે. માધવી આશ્રીત હરણ આપવા ના પાડી આવા શિકાર તમારા માટે નથી તેમ સતજાવે છે વાદપર ચડેલ ગૃહરીપુ હરણજ માગે છે. માધવીનો બાપ કાળુજેઠવો તકરારની વખતે આવી ચડે છે, હરણબાળને માધવી પોતાના માણસો સાથે મોકલી દે છે ગૃહરીપુને કાળુજેઠવો

તથા માધવીની ઓળખાણ થાય છે. પુરૂષ વેશમાં માધવીને જોઇ ગૃહરીપુ માધવીપર મોહ પામી કોઇપણ યુક્તિથી પોતાના પંજામાં સપડાવવા યત્ન કરે છે. સગપણ સંબંધ કાઢી પોતાના મિજમાન થવા તેઓને આમંત્રણ કરે છે. પણ કપટને ઓળખનાર કાળુજેઠવો ચોખ્ખી ના પાડે છે. ચીડાયલો ગૃહરીપુ પોતાના સૈનીકો આવા લાગતાં આ બન્ને બાપ બેટીને કેદ કરવા હુકમ કરે છે પરંતુ બહાદુર બાળા અને વૃદ્ધ પિતા બન્ને તેઓને રડાવી થાપ આપી પસાર થાય છે.

## પ્રવેશ ૩ જો કોમીક દમડીદાસનું ઘર.

એંસી વર્ષના બુઢા દમડીદાસને દીકરો ન હોવાથી "દીકરી એજ દીકરો" એમ સંતોષ માની લીધો છે. બે દીકરીઓમાં મોટી સુંદરીનો પતિ પરદેશમાં છે. એક પાવલીને માટે પંદર ગાઉ જઇ આવેલ પિતાને વિશ્રાંતિ લેવાનું કહી સુંદરી દમડીદાસને ઘરમાં મોકલી દે છે, સુંદરીનો આશક ગુજરાતનો ભવિષ્યનો વારસ બીલ્હણદેવ આવે છે. બન્નેના પ્રેમમાં નાની બહેન સરલા આવી લાગતાં બીલ્હણનો ડોળો સરલા તરફ ખેંચાય છે. ઓચીંતા આવી ચડેલ જમાઇરાજ સુંદરલાલના ખબર દમડીદાસ સુંદરીને આપે છે, બીલ્હણદેવ, સુંદરી અને સરલા વચ્ચે મીઠી મશ્કરી. બીલ્હણદેવ મળવાનો વાયદો કરી સુંદરીની રજા લઇને જાય છે.

## પ્રવેશ ૪ થો પ્હાડી પ્રદેશ, ભિલોનું નીવાસ સ્થાન.

ગૃહરીપુના ત્રાસથી ધુમલી છોડી ભાગી નીકળેલ કાળુજેઠવો પોતાની પુત્રી માધવી, એક ધાવણું બાળક,, અને મરણ પથારીપર પડેલી પોતાની સ્ત્રી રૂપાંદે સાથે ભીલોનાં નીવાસમાં આવી રહેલ છે. રાણી રૂપાંદે મૃત્યુ પામે છે. માતા પાછળ માધવી રૂદન કરે છે અને પોતાના રૂપને ધીકકારે છે. કે જે રૂપથી ગૃહરીપુને મોહ થયો અને પરિણામે માતા, પીતા, તથા ભાઇને આમ રઝળવું પડયું. રૂપથી કંટાળેલ માધવી કટાર ખાઇ આત્મઘાત કરવા તૈયાર થાય છે પણ "તારા નાના ભાઇને હવે કોણ ઉછેરશે" એવી પીતાની સમજાવટથી અટકે છે. ભીલના જાસુસોદ્વારા ગૃહરીપુની સ્વારી નજીકમાં આવવાના ખબર મળે છે. ભીલ સરદાર પોતાના વિશ્વાસુ ભીલ સાથે કાળુજેઠવાને તથા માધવીને નસાડી મુકે છે ગૃહરીપુ આવી લાગે છે અને પોતાના કેદીઓ સોંપી દેવા કહે છે અને રૂપાંદેના સબને જોઇ તેને વધારે ખાત્રી થાય છે કે જેઠવો તથા માધવી નજીકમાંજ હોવા જોઇએ પણ પતો લાગતો નથી જેથી રૂપાંદેનું મસ્તક કાપી

પોતાના ભાલાપર ચઢાવી ગૃહરીપુ 'જોડવાની પણ તેવીજ દશા કરીશ" એમ પોકારે છે ભીલ્લો ત્રાસ પામે છે. ટેબ્લો.

**પ્રવેશ ૫ મો. દમડીદાસનું મકાન.**

પરદેશથી પાછા ફરેલ જમાઇરાજ સુંદરલાલ તથા દમડીદાસ મુસાફરીની વાતો કરતા દાખલ થાય છે જમાઇરાજ મુસાફરીમાં મુશીબતો વેઠી આખર આફ્રીકામાંથી ચાર રત્નો કમાઇ લાવ્યા જાણી દમડીદાસની દાઢમાં સળસળાટ થાય છે. પોતાની પુત્રી સુંદરીને સમજાવી ચાર રત્નો પડાવી લેવાની યુકિત ગોઠવાય છે. સુંદરી તથા સુંદરલાલનો મેળાપ પ્રસ્તાવીક વાર્તાલાપ બાદ સુંદરીએ પતિ પાસે માગણી કરવી સુંદરલાલે રત્નો સુંદરીને સોંપવાં બંન્નેનો જુદા જુદા પ્રકારનો આનંદ.

**પ્રવેશ ૬ ઠો અરવલ્લી પર્વતની તળેટી.**

બહારવટીયા જંબકદેવની શીબીર સામંતસિંહે સૂર્યસિંહની જાગીર જપ્ત કરી લીધેલ હોવાથી જંબકદેવ બહારવટે નીકળેલ છે. રાજા તથા પ્રજાનો અરસપરસ શું સંબંધ હોય છે અને કેવો હોવો જોઇએ તે વિશેના જંબકના આદર્શ વિચારો, ગુજરાતનો ખજાનો લુંટવાની તેની ઇચ્છા, કાળુજોડવાનો પોતાની પુત્રી માધવી તથા નમાવા નાના બાળક સાથે પ્રવેશ, જંબકદેવે જોડવાની ઓળખાણ માગવી. જોડવાએ જંબકના શરણાગત ધર્મને જોઇ પોતાની પુત્રી તથા નાના બાળકને સોંપી પોતે સંન્યાસી સ્વરૂપ તથા ધરી દ્વારીકામાં રહેવાની ઇચ્છા જણાવવી જંબકદેવની કબુલાત મળતાં માધવી જોડવાનું જુદાં પડવું. નજીકમાં કોઇ શત્રુ આવી લાગ્યાના ખબર એક સિપાઇએ આપવા. ગૃહરીપુનો પ્રવેશ, પોતાના ગુન્હેગારો સોંપી આપવાની માગણી, જંબક તથા ગૃહરીપુ વચ્ચે ઝપાઝપી બાળકને લઇ સંતાઇ રહેલ માધવીનું બહાર આવવું, કપટથી માધવીના હાથમાંથી બાળકને છીનવી લેવું, માતાના મસ્તકને ગૃહરીપુના ભાલાપર જોઇ માધવીની મુર્છા, નાસી જવાની કરતા ગૃહરીપુના સેનાપતીને જંબકે મારવો. મુળરાજનું દાખલ થવું, નાના બાળકને છીનવી લઇ ગૃહરિપુને સેનાપતી તથા સૈન્ય સહિત સ્તબ્ધ કરવા.

ટેબ્લો.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો બિલ્હણદેવની જાગીર.

ગુર્જરેશ્વરીનો ભત્રીજો બીલ્હણદેવ પોતાની જાગીરમાં વસતા ખેડુતો પાસે મહેસુલ વસુલ કરવા જાતે નીકળેલ છે. ઉપરાઉપરી પડતા દુકાળોથી ખેડુતો ભારે મહેસુલ આપવા શકિતમાન ન હોવાથી ના પાડે છે. તેમના ઢોર-ઢાંખરો લૂંટી લેવા અને છેવટે બૈરાં છોકરાંઓને પારકી જાગીરોમાં ગુલામો તરીકે વેચી પોતાના પૈસા વસુલ કરવા બીલ્હણદેવ હુકમ કરે છે. ખેડુતો કરગરે છે, અચાનક મુળરાજ આવી ચડી આ પોકારનું કારણ જાણવા માગે છે. અને ખેડુતોને મદદ કરે છે, અને છોડી મુકવા કહે છે, બીલ્હણ પોતે સત્તાધીશ હોવાનું જણાવે છે મુળરાજ ગુજરાતના પ્રતીનીધી તરીકે પાટણનાં ગાદીની અધીનતા હોવાથી બીલ્હણને ધમકાવી ખેડુતોને આશ્વાસન આપે છે. બીલ્હણ મુળરાજની સામે થાય છે, જંબકદેવના તમંચાથી પાછો હઠે છે. મુળરાજ ખેડુતોને નવા જાનવરો તથા કૃષિના સાધનો લેવા તેમજ તુરતના નીર્વાહ માટે રોકડ મદદ કરે છે, ખેડુતો મુળરાજનો જયજયકાર બોલાવે છે.

## પ્રવેશ ૨ જો સામંતસિંહનો દરબાર,

ખેરાલુના રાજા જેહુલદેવને પકડી લાવવામાં તથા ગૃહરીપુના હાથમાંથી કાળુજેઠવાની દીકરી માધવીને બચાવવામાં મુળરાજે જે બહાદુરી બતાવી ગુર્જરનરેશની લાજ રાખી તેના બદલા તરીકે મહારાજ સામંતસિંહનો મુળરાજને અલોકીક બક્ષીસ આપવાનો વિચાર.. બંદીવાનોને સજા ફરમાવવામાં આવે છે. મંત્રી તથા બીલહણદેવને સામંતસિંહ દારૂની ધુનમાં શું કરી નાખશે તેના માટે શંકા થાય છે, પણ પ્રપંચીઓ પોતાના પ્રપંચપર મસ્ત રહે છે. મહારાજા સામંતસિંહ મંત્રીએ મુળરાજ માટે તૈયાર કરેલ બક્ષીસનો થાલ. નજીવો જણાવી માથા પરથી મુગટ ઉતારી "યોગ્ય બક્ષીસ તો ગુજરાતની ગાદી છે" એમ કહી મુળરાજના મસ્તકે ધરે છે, બીલહણ, મંત્રી તથા સરદારો ગજબ થયો માને છે, મહારાજા સામંતસિંહ આસવ પીતા જાય છે. મુળરાજ નામની નેકી પોકારાય છે, જેહુલદેવને પાછા બોલાવી ગુજરાતની ગાદીને વફાદાર રહેતો માફી આપવા જણાવે છે. મુળરાજ ગાદીપર હોય ત્યાં સુધી વફાદારી કબુલ કરે છે.

## પ્રવેશ ૩ જો દમડીદાસનું મકાન.

રત્નને જોઈ અફસોસ કરતી સુંદરી ચાલીસ લાખના રત્નને કાચના કકડા

સમજે છે. ત્યાં બીલ્હણ દાખલ થાય છે. તે રત્ન બીલ્હણને દેખાડે છે. બીલ્હણ પણ કાચના કટકા હોવાની સાબીતી આપી ખીસામાં ઘાલી હજમ કરી જવાનું નકકી કરી રવાના થાય છે, સુંદરલાલ કોણ હતું તે પુછે છે. સુંદરી તેને ઉડાવે છે. રત્નની માગણી કરતાં સુંદરલાલ રત્ન ખોવાઇ ગયાના સમાચાર થી ગાંડો બની જાય છે. અને લાવ રત્ન એમ બકયા કરે છે. તેનો મીત્ર શંભુલાલ સરલાને મળે છે. સુંદરલાલ ગાંડો બનવાના ખબર મળતાં પોતે સ્ત્રી વેષમાં શંકા યુકત સુંદરીની બહેનપણી બની બગડેલી બાજી સુધારવા નિશ્ચય કરે છે.

## પ્રવેશ ૪ થો દ્વારકાદીશનું મંદીર.

બાગ્ય ફરતા ચકપર અફસોસ કરતા કાળુ જેઠવાને સંન્યાસીના વેષમાં પોતાની પુત્રી માધવી તથા બાળક કૈમાસ ગુર્જરેશ્વરીના આશ્રયમાં પહોંચ્યાના ખબર મળવાથી શાંતી છે. પણ ગૃહરીપુનું વેર હજી બાકી હોવાથી અફસોસ કરે છે ત્યાં ગૃહરીપુનું પ્રવેશવું. છડી નકી પોકારવાથી તે આગતમાં રકઝક જેહુલદેવ ની કન્યા પ્રવીણાનું પુજન અર્થે આવવું ત્યા ગૃહરીપુ અટકાવી પોતાની મનોકામના પુર્ણ કરવા માગણી કરે છે કાળુ જેઠવો વચમાં પડે છે. ગૃહરીપુ પ્રવીણને પકડી લઇ જવા સૈનીકોને હુકમ કરે છે. અચાનક જંબક આવી પ્રવીણાને બચાવે છે. પાછળ પડેલા સૈનીકોને જેઠવો ઠાર કરે છે.

## પ્રવેશ ૫ મો પાટણનું અંતઃપુર.

સખીઓ સાથે માધવીની ગમ્મત. મુળરાજનું આવવું. મુળરાજ તથા માધવી વચે રોપાએલ પ્રેમ અંકુરોનું સ્ફુરણ માર્મીક શબ્દોમાં બનેના હૃદયનું દિગ-દર્શન કૈમાસનું જેહુલદેવે આપેલ પત્ર લઇ આવવું. છુપી રીતે બીલ્હણનું દાખલ થવું પત્રમાં આવતી કાલના દરબારમાં સામંતસિંહના ભાયાતોનાં કાવત્રાથી સાવચેત રહેવાની તાકીત. ભાયાતો તથા સરદારોને પક્ષમાં લેવા માટે છુટે હાથે બક્ષીસો આપવા સુચના મુળરાજ તથા કૈમાસનું જવું છુપાએલ બીલ્હણ બ્હાર આવી માધવીપરનો પોતાનો પ્રેમ જાહેર કરે છે. માધવી વખત સમજી તેને બનાવવા માંડે છે. ભોળો અને અંધ બનેલો બીલ્હણ માધવીજીની જાળમાં ફસાય છે. કોઇ પણ યુકિતથી બીલ્હણને સવાર થતાં સુધી રોકી રાખી. ગુર્જરવીર મુળરાજ ગાદીપર બેસી જાય અને ખાનગી વાતમાં બીલ્હણ શત્રુપક્ષને ન જણાવી શકે તેમ માધવી પ્રપંચ રચે છે. બીલ્હણ ફસાય

છે. સવાર થતાં હકીકત જાણતાં બીલ્હણ ગુસ્સે થઇ માધવીપર ધા કરવા જાય છે. કૈમાસ આવી બચાવે છે,

**પ્રવેશ ૬ ઠો દમડીદાસનું મકાન.**

દમડીદાસના ધરમાં ધુસી જવા શંભુના વિચારો શંભુલાલ તથા દમડીદાસની જમાઇ સંબંધી વાતચીત. ગાંડા થવામાં દમડીદાસ કરતાં તેની દીકરી સુંદરીજ વધારે કસુરવાન છે એમ નક્કી થવું. શંભુલાલ જમાદારના વેષમાં આવી લડાઇમાં અચાનક જવાને પોતાને હુકમ થએલો છે એમ કહી પોતાની બૈરીને સાથે ન લઇ જવાય માટે શેઠને ત્યાં રાખી જવા માગણી કરે છે. દમડીદાસ કબુલ થાય છે. ખર્ચ માટે સો રૂપીઆ રોકડા આપી શંભુલાલ જાય છે. સુંદરી તથા દમડીદાસના મફતના માલ માટેના વિચારો. શંભુલાલ બૈરીના વેષમાં આવે છે. દમડીદાસ જમાદારની બૈરીપર આશક પડે છે. દીકરીઓને યુક્તીથી ખસેડે છે. બાદ પ્રેમ પીંજણ.

**પ્રવેશ ૭ મો પાટણનો ભવ્ય દરબાર.**

નાચરંગ, સંકેત પ્રમાણે મુળરાજ સામંતસિંહની આગળથી આવી સિંહાસનપર બેસે છે. સામંતસિંહ આવે છે. મામા ભાણેજ વચ્ચે તકરાર. મુળરાજની બક્ષીસો. જેહુલદેવે સામંતસિંહની છડી પોકારતાં પ્રતિહારને રોકવો, છડીદારનું મુળરાજને હાથે ખૂન, સામંતસિંહનું સુર્યસીંહના હાથે મૃત્યુ-ટેબ્લો.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો પાટણનો રાજ્ય મહાલય.**

મુળરાજનું ક્રોધાવેશમાં દાખલ થવું. સુર્યસિંહ રાણી તથા બાળકને બોલાવી તેમને મારી નાખવાની ભલામણ, માધવીનું વચ્ચે પડવું, રાણી તથા અહિપતના કાલાવાલા, સુર્યસિંહનું મુળરાજને મારવા જતાં જંબકને હાથે મૃત્યુ. ગુર્જરવીર મુળરાજનું હૃદયમંથન, અહિપત તથા રાણીને નીર્ભય વચન. બાદ સૈનીકનું આવવું. કાળુજેઠવાને ગૃહરીપૂએ કેદ કર્યો તેની ખબર આપવી. મુળરાજનું છોડાવવા માટે જવું.

**પ્રવેશ ૨ જો દમડીદાસનું મકાન.**

સુંદરીને બીલ્હણદેવ મળવા આવે છે ત્યાં સુંદરી તથા સવિતાના નામથી શંભુલાલ વાતચીત કરતા ઉભા છે. સાવતાને જોઇ બીલ્હણદેવ તેનાપર આશક થાય છે. સુંદરી એકાંતનું વચન આપે છે. શંભુલાલ યુકિતથી રતનો પડાવી

લે છે. બાદ બન્ને પસાર થાય છે. શંભુલાલ પોતાના જમાદારના વેષમાં બદલાઈ દમડીદાસ પાસે ઐરીની માગણી કરે છે. દમડીદાસની મુંઝવણ સુંદરી જમાદારની વહુની બદલીમાં જમાદાર સાથે જાય છે. બંનેનો આનંદ.

**પ્રવેશ ૩ જો જેહુલદેવનું મકાન.**

રાજવાટિકા–પ્રવીણા પોતાના પ્રિયતમ જંબકદેવના વિચારમાં આમતેમ ફરે છે ત્યાં ગૃહરીપૂનું પ્રવેશવું. ગૃહરીપૂની પ્રવીણા પ્રત્યે નીચ વાંછના. "જો પોતાની સાથે આવશે તો પટરાણી બનાવીશ" વીગેરે લાલચો આપવી. પરંતુ જંબકના પ્રેમમાં મુગ્ધ થયેલ પ્રવીણા તેનો ઇન્કાર કરે છે. પ્રવીણા ઉપર ગ્રહરીપુનું બળાત્કાર કરવા જવું. જંબકદેવનું દાખલ થવું. ગ્રહરીપુનું પલાયન. જંબકદેવ તથા પ્રવીણનું પ્રેમમીલન.

**પ્રવેશ ૪ થો ગૃહરીપુનો મહેલ.**

ગ્રહરિપુ દ્વારીકાનાથના મંદીરમાંથી સંત્રીના વેષમાં રહેલ જેઠવાને બંદીવાન સ્થીતીમાં લઈ આવ્યો છે. બાદ બીલ્હણનું આવવું. બંનેની મેત્રી જેઠવાને કેદી હાલતમાં બોલાવી માધવી આપવા માગણી. જેઠવાનો ઇન્કાર. બન્ને વચ્ચે તકરાર. માધવી તથા મુળરાજનું પ્રવેશવું. માધવીએ જેઠવાને છોડી મુકવો. બીલ્હણને મુળરાજે ઠાર કરવો. જેઠવાએ ગ્રહરીપુને તમચાથી દબાવી કેદ પકડી દેશનીકાલ કરવો. ટેબ્લો.

**પ્રવેશ ૫ મો દમડીદાસનું મકાન.**

લાવ રતનનો લવારો કરતો સુંદરલાલ દાખલ થાય છે. શંભુલાલ બીલ્હણ પાસેથી પડાવી લીધેલા રત્નો દેખાડી સુંદરલાલને ઠેકાણે લાવે છે, અને તેની સ્ત્રી સુંદરીના ચરિત્રનો ભેદ સમજાવે છે. સુંદરલાલ સુંદરીને ઘરની બહાર કાઢી મુકે છે. દમડીદાસની સરલા સાથેની વાતચિતમાં શંભુલાલ નવીન વેષમાં આવી સરલાનો હસ્ત મને આપો તો જમાદારની આપત તથા રત્નોની મુંઝવણમાંથી મુકત કરૂં. દમડીદાસ કબુલ થાય છે. છેવટે ખુલ્લા પડવું. બાદ શંભુ પથા સરલાનો હસ્તમેળાપ.

**પ્રવેશ ૬ ઠો દરબાર.**

ગુર્જરવીર મુળરાજ પોતે પોતાના કામમાં ફતેહમંદ થયો હોવાથી જંબક તથા જેહુલનો ઉપકાર માને છે. છેવટે માધવી તથા મુળરાજ અને પ્રવીણા તથા જંબકદેવનો હસ્તમેળાપ અને જંબકદેવનું મંત્રીપદે સ્થાપન. સર્વે સ્થળે આનંદ આનંદ આનંદ.

**——દરબારમાં મુંગો નાચ.——**

**શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!**

# પાત્રપરિચય.

## પુરૂષવર્ગ.

**સામંતસિંહ**—ગુજરાતનો ચાવડાવંશનો છેલ્લો વિલાસીરાજન.

**મુળરાજ સોલંકી**-સોલંકીવંશનો સ્થાપક ગુર્જરવીર માધવીનો પતિ સામંતસીંહનો ભાણેજ.

**સુર્યસીંહ**—એક જાગીરદાર.

**જંબકદેવ**—સૂર્યસીંહનો પુત્ર.

**જેહુલદેવ**—ખેરાળુનો રાજા.

**બીલ્હણદેવ**—સામંતસીંહનો ભત્રીજો.

**ગ્રહરીપુ**—સૌરાષ્ટ્રનો ક્રૂર રાજા ( રાંકવાટ. )

**કાળુજેઠવો**—ધુમલીનો ઠાકોર.

**મંત્રી**—સામંતસીંહનો પ્રધાન.

**કૈમાસ**—કાળુ જેઠવાનો પુત્ર.

**અહીપત**—સામંતસીંહનો કુમાર.

**દમડીદાસ**--એક લોભી વૃદ્ધ વણીક.

**સુંદરલાલ**--દમડીદાસનો જમાઇ સુંદરીનો વર.

**શંભુલાલ**—સુંદરલાલનો મીત્ર પાછળથી સરલાનો પતી.

આ સીવાય ખેડુતો, મજુરો, પ્રજાજન, સૈનીકો વીગેરે વીગેરે.

## સ્ત્રીવર્ગ.

**ગુર્જરેશ્વરી**--સામંતસીંહની રાણી.

**રૂપાંદે**--કાળુ જેઠવાની પત્ની.

**પ્રવીણા**—જેહુલદેવની પુત્રી પાછળથી જંબકદેવની પત્ની.

**માધવી**—કાળુ જેઠવાની પુત્રી પાછળથી મુળરાજની રાણી ગુર્જરેશ્વરી.

**સુંદરી**—દમડીદાસની મોટી પુત્રી સુંદરલાલની સ્ત્રી.

**સરલા**—દમડીદાસની નાની પુત્રી પાછળથી શંભુલાલની સ્ત્રી.

આ સીવાય સખીઓ, વારંગનાઓ વીગેરે વીગેરે.

**—સ્થળ—**

**અણહીલપુર** અને તેની નજીકનો પ્રદેશ તથા દ્વારીકા.

१३२३८

# ગુર્જર વીર

૨

## નાટકના ગાયનો.

### સ્તુતી.

શંકર સ્મરીએ વંદન કરીએ વરપદને વરીયે
નાથ નમામી જય જગ સ્વામી ધ્યાન તમારૂં ધરીયે.
જય મદ નારી, શીવ ત્રીપુરારી શંકર હરહર સ્મરીયે,
વિશ્વનું કલ્યાણ કરતા વીશ્વને વીકસાવજો;
દેશ ભકિત દીવ્ય શકિત આર્યમાં પ્રગટાવજો.
આ ભારતી સંભાળજો, ઉધ્ધારજો ચાવી અમારા ભાવીની
બત લાવજો.

બાળાઓ — (૧)

અમારા ગુણીયલ ગુર્જર વીર,
અખિલ વિશ્વમાંહે વિખ્યાતા;
ધર્મ ન્યાય નીતિના ત્રાતા,
માતૃ ભકત રણધીર. અટંકી માતૃ ભકત રણધીર.
અમારા ગુણીયલ ગુર્જરવીર.
પ્રબળ શૌર્યશાળી રણઘેલા,
વીજયવંત પરમાર્થી પ્હેલા;
રણહાકે દુનિઆ ડોલાવી,
રાખ્યું ભારતનીર જગતમાં રાખ્યું ભારતનીર. અમારા.
ભીષ્મ દ્રોણને પ્રાર્થ પ્રતાપી,
પ્રતાપસીંહ શીવાજી આદી;
જય જયહો એવા અમર વીરનો;
ગરવા ગુણ ગંભીર અનેરા ગરવા ગુણ ગંભીર. અમારા.

નાયકા— (૨)

જરા કહેદો સાંવરીયાંસે આયા કરે,
આયા કરે મન ભાયા કરે. જરા.
કભીતો આઇયે સાહેબ હમારી મહેફીલમે,
કભીતો લાઇએ તશરીફ ખાનયે દીલમેં.
મેરા ઉજડા હુવા ઘર બસાયા કરે. જરા.
તુમ્હારી ચાહકા દમ સુબ્હોશામ ભરતે હયેં,
તુમ્હારી રાહમેં ઉલફતકા કામ કરતે હયેં;
કભી સુપને મેં દરશ દીખાયા કરે. જરા.
જલા જલાકે મુજે ખાક મેં મીલાદોગેં
ખુદાકો હસ્રમેં પ્યારે જવાબ કયા દોગે;
દીલે શયદા ન જાની જલાયા કરો. જરા.

માધવી— (૩)

સમજો શિકારી શાણા નિર્બળ પશુ ન મારો,
દીલમાં દયાને ધારો, નિર્બળ પશુ ન મારો. સમજો.
આંખે અંધી ચડાવી, શુદ્ધ શાન સૌ ગુમાવી;
બળ બુદ્ધિ સૌ વીસારી, ગૃહરીપુ જુવો વીચારી.
અહીંસા ધર્મ ધારો બાંધો નહિ પાપ ભારો;
સમજી સમય સુધારો; નિર્બળ પશુ ન મારો. સમજી.

સુંદરી— (૪)

હું તો ફૂલડાં લેવા ગઇતી પીટયા માળીના ઘરમાં,
લૂચ્ચો માળી મૂજને ભાળી, ખુશી થયો દીલમાં;
નયન ચાળા જોઇને એના, હું ડરી અંતરમાં. પીટયા.
પાસે આવી મુખ મલકાવી હાર દીધો કરમાં,

હળવે રહીને રહીને હાથ દબાવી છેડ કરી છળમાં, પીટયા.
મોહ ભર્યું મારૂં જોબન છે, હું તેની ફીકરમાં.
કૈંક મુવા આશક થઇને મુજને રાખી છે નજરમાં. પીટયા

## સુંદરી-બીલ્હણ. (૫)

સુંદરી—જુઓ જોબનની બ્હાર વ્હાલા તૈયાર.
બીલ્હણ—નયનોના માર વ્હાલી. (૨)
કર્યો ઘાયલ દીલદાર.
દીલદાર આપો ચુંબન.
સુંદરી—પ્રીતેથી લ્યો ચુંબન.
બીલ્હણ-( ચુંબન )
સુંદરી—ઓ હાય.
સરલા—મોટી બ્હેન શું થયું ?
સુંદરી—અરરર માડી રે વીંછુડે ચટકાવી. મા વીછુડો.
સરલા—અરરર વીંછુડો.
બીલ્હણ-હંઓ હંઓ વીછુડો.
સુંદરી—અરરર માડીરે વીંછુની વેદના ભારે મા વીછુડો.
સરલા—અરરર વીછુડો.
બીલ્હણ—હંઓ હંઓ વીછુડો.
નયનો ના માર....વ્હાલી.

## સુંદરી— (૬)

લટક મટક ગજગતીથી મલકતી હું ચાલતી,
અણીયાળાં કાળાં નેણુલાં નચાવતી;
રસભોગી નવજુવાનને ઘાયલ બનાવતી,
હું તો ઘાયલ બનાવતી.
જુદુ અબર મારૂં, રંગ ઢંગ અજબ ધારૂં.
ભસની મતી ભુલાવું, ચુટકીમાં દાસ બનાવું,
મન માન્યાથી પ્રેમની મોજે ઉડાવતી.

સુંદરી-સુંદરલાલ— (૭)

સુંદરી—રંગીલા રસીલા, છબીલા છેલરે;
રતનલાવીને રંગ રાખ્યો નાવલીયા.
સુંદરલાલ-લટકાળી ચટકાળી, નખરાળી નારરે,
માર્યાં મદનબાણુ, બાંકી દુલહનીયા;
મ્હેલો ચણાવુંને મેડી બંધાવું.
બાગો બનાવું એ ચાર.
સુંદરી—છત્તર પલંગ પર મશરૂના તકીયા,
ઉમદા અત્તરની બ્હાર. ઓ પ્યારા

ખેડુતો— (૮)

અલ્યા પાંચા પટેલ પરીયાનું પણુ રાખ્યું.
પટેલીયા નાતના.

તું બાહર બનીયો બેવડો,
તેં જાતો રાખ્યો રંગડો;
તેં મનાવ્યાં સૌ ખેડુતોના મન અલ્યા.
પાંચો બાપો સૌથી મોટો,
નથી જગમાં તારો જોટો,
ભલભલાને શરમાવીને વાળી દે છે ગોટો. અલ્યા.

મુળરાજ— (૯)

કરો ઉદ્ધાર ખેતીનો, ખરો આધાર ખેતી છે;
બધા ઉદ્યોગને વેપારનો સરદાર ખેતી છે—
થવા ખેતીની આબાદી કરો ખેડુતની રક્ષા;
થતાં બરબાદ ખેડુતો અરે પાયમાલ ખેતી છે. કરો.
કરીને ખ્વાર ખેડુતને બને છે ભૂપ ભીખરી;
ખજાનો રાય રૈયતના, જીવન દાતાર ખેતી છે—
બન્યું હેરાન હિંદુસ્તાન; ખેતી નાશ આવાથી;
અરે દેશી કરો કંઇ ખ્યાલ, તારણહાર ખેતી છે—

વારાંગનાઓ— (૧૦)

રંગ કયું ડાલા ! નંદલાલારે મયઁ ગાલી દૂંગી,
જસોદાસે જા કહૂંગી, તૂમસે મયઁ આજ લડુંગી;
નહીં તોહે લાજ કનાઇ, બાટ બીચ હોરી મચાઇ,
હારી તોસે બાર બાર મયઁ, બડે શ્યાને છયલાહે.

શંભુલાલ સરલા— (૧૧)

વ્હાલમાં વ્હેલા પધારજો;
પ્રીતી નીભાવજો પ્રાણ. વ્હાલમાં.
શંભુ—વાટડી જોતાં બીરાજજો, પ્રેમીનું રાખજો ધ્યાન. વ્હાલમાં.
સરલા—સુખધન વરસાવજો, સ્નેહી સામળીયા.
શંભુ—હૈયા અમ ઠારજો, મીઠી મોહનીયાં.
સરલા—દીધાં અંતરનાં દાન સાહબા તેને સંભાળજો. વ્હાલમાં.
પ્રમદા જીવન પંથમાં, પ્રીતમ જળહળ જયોત;
દીવ્યદ્રષ્ટિ જેથી મળે, પામે સુખનો સ્રોત.
ચીતવન ઉર ધારજો, ઘડી ના વીસારજો;
દેજો દીદાર દીલજાન. વ્હાલમાં.

સરલા— (૧૨)

હું તો સ્નેહે બંધાઇ થયા પરવશ આ પ્રાણ,
હાય થયા પરવશ આ પ્રાણ;
મળ્યા રસીયા મનહરણારે,
શ્યામ સલુણા સુજાણ—
છબી ચીત માંહી ચોટી એમની,
વાટ જોતી વરઘેલી હું બની;
ક્યારે પામું એકાન્ત મને લાગ્યાં મોહબાણ
બાઇ લાગ્યા મોહબાણ.
તાલાવેલી લાગી વરવાને,
મળે જીવનની લ્હાણ, જેથી મળે જીવનની લ્હાણ.

કાળુજેઠવો— (૧૩)

છે લીલા અકળ પ્રભુની,
બને સ્તબ્ધ મતીગતી ત્યાં;
નર અસુર સુર સહુને. છે લીલા.
વારાફરતી તડકા છાયા,
તેવી સુખ દુઃખની જગ માયા;
મુઢમતી તેમાં લોભાયા,
નર શાક્ષર વસ્તુ પરખી;
તજે મોહમમત મોટાઈ. છે લીલા.

માધવી— (૧૪)

મોંઘા મૂકતાફળ પ્રેમનાં, પ્રેમી હંસલાને કાજ;
એવો હંસલો એક જગત જોયો, મનહર મુળરાજ.
ચાતક ચાહે સ્વાતી જળ, પીએ નહીં સર નીર;
તેમ માધવી ચાહતી. મૂળરાજ મહાવીર.
પ્રિયતમ માની, તનમન સોંપ્યાં, મુગ્ધ બની મોહ મંત્રમાં;
દીલભર સૂંદર એ વર મારા, સૂખી હું એના સંગમાં.
સંસાર ધામની યાત્રા કરતાં, ન્હાશું મનમથ ગંગમાં;
રહેશું રતી રંગમાં—

માધવી-સખીયો-મુળરાજ—

(૧૫)

સખીયો—શરમાયે શું સાહેલી?
માધવી—કરતાં શું ગમ્મત ઘેલી?
સખીયો—રંગીલી, રસીલી, મરડાયે તું શું કામ?
માધવી—અરે શું નિર્લજ થઇને.
સઘળી સાથે આમ સતાવો.
બસ જાઓ, દુર થાઓ, શરમાવોને શું કામ?
સખીયો—મોહન મળશે વ્યાધી ટળશે.

મુળરાજ—આશા ફળશે આવી મળશે.
માધવી—સ્નેહના સાથી સંગાથી જીવનના.
સખીયો—વા, વા. કેવી કોટે શેટે.
આપણુને રાખી છેટે.
માધવી—ચબાવલી ચાળા છોડીને,
સત્વર સઘળી જાઓ.
દુર થાઓ, લજાઓ, શરમાવોને શું કામ.

**માધવી મુળરાજ— (૧૬)**

માધવી—હૃદયનાં ભુવન પ્રકાશ્યા આજ.
મુળરાજ—નીરખતાં નયન ઠર્યાં અમ આજ.
હો મદન મનોહરરાજ, પધારો મદન મનોહરરાજ.
માધવી—ભવ વન માહે વાર કરી મારી, નિરભય કીધી લાજ.
વિનય કરૂં છું કંઇ પ્રેરે પ્રભુ, પ્રિયકર પૂન્યની પાજ.
નીરખતાં.
મુળરાજ—પ્રણય પરીક્ષક, ચતૂર વિચિક્ષણ, સૂંદર છો સુખ જાજ.
માધવી—તમ ચરણે તન અરપણ છે, પ્રિય સોલંકી શીરતાજ.

**મુળરાજ— (૧૭)**

કર કૃપાણ ધરી કરીને શત્રુદળ સંહારવાને.
કરીશ રૂહૃયની શાંન્તી કાજે.
આજ હું વીધ્વંશ એનો.
અસીમબળ મુજ બાહુનું જે.
પ્રગટ તે આજે થશે.
ભૂ કંપશે ને પ્રલયનો ધ્વનિ ગગનમંડળ ગાજશે. કર.

**દમડી-શંભુ— (૧૮)**

શંભુ—અલબેલા અળગા રહોને મારી લાજ જાશે.
દમડી—લટકાળી લલના આવો આનંદ થાશે.
શંભુ—છેટા રહોજી શેઠ અનાડી.

દમડી—પ્રીહા પ્રીહા હું તુજ પર પ્યારી
શંભુ—મુકો મુકો મારો કેડ કાંઇ શરમાવો છો ?
દમડી—આવો આવો પ્યારી આમ કાં રીસાઇ જાઓ છો ?
ઓ માનુની મનાઓ.
શંભુ—અજી જાઓ હવા ખાઓ, અરે જાઓ જાઓ જાઓ.

ગલબેલા.

મારવાડની મેના— (૧૯)

નયન સલુણાને જાદુ કીયા કે નેડો લાગ્યો.
સજની કેસર છાઇ જવાની
જોબનકા હય જોર.
પલપલ ઉઠત શુળ બદનમેં.
મદન મચાવે શોર. પીયા કો નેડો લાગ્યો.
ચયન ચયનસે કહે એ કસુંકર
મીલન નહિ ચીત્ત ચોર....... પીયા કો.
પીય બીન ફુબન બહાર જુવાની
બનમેં નાચે મોર........ નેડો લાગ્યો.

બીલ્હણ-શંભુ— (૨૦)

બીલ્હ—આવોજી બાંકે નયનવાળી, જરા સીનાથી સીનો મીલાવો

પ્રિયા પ્રાણ.

શંભુ—(સ્વ.) લીધાં રતન હવે કુચ છે અમારી
મારગમાં થાપ આપી ગેબ થશે પ્યારી
બીલ્હ—હાય તારાં નખરાં, રસની તું છે ખાણ
શંભુ—પોક મુકી રોશો આશે જ્યારે જાણ
ઓ લટકાળા, લાગો વ્હાલા, વાહ કૃપાળા વાહ.

સુંદરી-શંભુ— (૨૧)

સુંદરી—મારા જીગર મીયાંજી અકડ ફુકડ ચાલો હાં ચાલો તમે.
શંભુ ઓ રસભરી, ગુલછડી, જાદુગરી, મનહારી ચાલો હાં